# પવિત્રા—એકાદશી.

("શ્રીપુષ્ટિમાર્ગીયવૈષ્ણવમહાસભા" ના આશ્રય હેઠળ)

[ શ્રાવણ સં. ૧૯૭૯. ]

## શાસ્ત્રદૃષ્ટિએ વિચાર.

શ્રાવણ શુદ ૧૧—આ એકાદશીનું નામ 'પુત્રદા' એકાદશી છે, તેનું વ્રત કરવાથી પુત્રપ્રાપ્તિ થાય છે એમ 'એકાદશીમાહાત્મ્ય'માં કહ્યું છે. સંપ્રદાયમાં એ દિવસે શ્રીપ્રભુને પવિત્રાં ધરાતાં હોવાથી એ એકાદશી પવિત્રા-એકાદશી નામથી પણ પ્રસિદ્ધ છે. હેમાદ્રિ ગ્રંથમાં 'વિષ્ણુરહસ્ય' ગ્રંથનાં વચનો ટાંકીને આ દિવસે પ્રભુને પવિત્રાં ધરાવવાનો નિર્ણય કર્યો છે—

श्रावणस्य सिते पक्षे कर्कटस्थे दिवाकरे। द्वादश्यां वासुदेवाय पवित्रारोपणं स्मृतम्॥
द्वादश्यां श्रवणे वापि पञ्चम्यामथवा द्विज। आनुकूल्येषु कर्तव्यं पञ्चदश्यामथापि वा।
मुख्यालाभे हि सर्वत्र यावन्नोत्तिष्ठते हरिः॥

અર્થ:—શ્રાવણ માસના શુક્લ પક્ષમાં કર્કરાશિના સૂર્ય હોય ત્યારે, દ્વાદશીને દિવસે શ્રીકૃષ્ણ પ્રભુને પવિત્રાં ધરાવવાનું કહ્યું છે, હે દ્વિજ! દ્વાદશી, શ્રવણ નક્ષત્ર કે પંચમી, અથવા તો પૂર્ણિમાને દિવસે જ્યારે અનુકૂલતા હોય ત્યારે શ્રીપ્રભુને પવિત્રાં ધરાવવાં. દ્વાદશી આદિ મુખ્ય તિથિઓમાં જો ન બની શકે તો પ્રબોધિની એકાદશી સુધીમાં કોઈ પણ દિવસે પવિત્રાં ધરાવી શકાય છે. રામાર્ચનચંદ્રિકામાં પણ કહ્યું છે કે:—

पवित्रारोपणं विघ्नाच्छ्रावणे न भवेद्यदि। कार्तिक्यवधिशुक्रास्ते कर्तव्यमिति नारद॥

અર્થ:—કોઇ વિઘ્ન આવી પડવાથી પવિત્રાં ધરાવવાનું શ્રાવણમાસમાં ન બની શકે તો કાર્તિકીપૂર્ણિમા સુધી શુક્રનો અસ્ત થયો હોય તો પણ તે થઈ શકે છે. પવિત્રાં ધરાવવાનો અધિકાર કોને છે તે વિષ્ણુરહસ્યમાં જણાવેલું છે:-

ब्राह्मणः क्षत्रियो वैश्यस्तथा स्त्री शूद्र एव च। स्वधर्मावस्थिताः सर्वे भक्त्या कुर्युः पवित्रकम्॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર અને સ્ત્રીએ બધાંએ પોતપોતાના ધર્મમાં રહીને ભક્તિભાવથી શ્રીપ્રભુને પવિત્રાં ધરવાં જોઈએ.

પવિત્રાં ધરાવવાં એ નિત્ય વિધિ છે એમ પણ ત્યાંજ જણાવેલું છે:—

न करोति विधानेन पवित्रारोपणं तु यः । तस्य सांवत्सरी पूजा निष्फला मुनिसत्तम॥
तस्माद् भक्तिसमायुक्तैर्नरैर्विष्णुपरायणैः । वर्षे वर्षे प्रकर्तव्यं पवित्रारोपणं हरेः ॥

અર્થ:—જે વિધિપૂર્વક શ્રીપ્રભુને પવિત્રાં ધરાવતો નથી, હે ઋષિશ્રેષ્ઠ ! તેની આખા વર્ષની પૂજા નિષ્ફળ નીવડે છે. તેથીજ ભક્તિવાળા વૈષ્ણવ મનુષ્યોએ દરેક વર્ષે શ્રીપ્રભુને પવિત્રાં ધરાવવાં.

પવિત્રાં ધરાવવાનું માહાત્મ્ય નીચે મુજબ શાસ્ત્રકારો વર્ણવે છે:-

पवित्रारोपणं विष्णोर्भक्तिरत्नप्रदायकम् । स्त्रीपुंकीर्तिप्रदं पुण्यं सुखसम्पद्धनावहम् ॥

અર્થ:—શ્રીપ્રભુને પવિત્રાં ધરાવવાનું કાર્ય શ્રીપ્રભુની ભક્તિરૂપ રત્ન આપનારૂં છે, અને સ્ત્રી અને પુરુષોની કીર્તિ મેળવી આપનારૂં છે. વળી સુખ, સંપત્તિ અને ધન આપીને પુણ્ય સંપાદન કરનારૂં પણ છે.

પવિત્રાં કેવાં ધરાવવાં એ વિષે નીચે પ્રમાણે નિર્ણય કરવામાં આવ્યો છે:-

हेमरौप्यताम्रक्षौमैः सूत्रैः कौशेयपद्मजैः।कुशैः काशैश्च कार्पासैर्ब्राह्मण्या कर्तितैःशुभैः ॥
कृते मणिमयं कार्यं त्रेतायां हेमसम्भवम् । द्वापरे पट्टसूत्रं च कलौ कार्पासमुच्यते ॥
तत्रोत्तमं पवित्रं तु षष्ट्या सह शतैस्त्रिभिः।सप्तत्या सहितं द्वाभ्यां शताभ्यां मध्यमं स्मृतम्
साशीतिना शतेनैव कनिष्ठं तत्समाचरेत् साधारणपवित्राणि त्रिभिः सूत्रैः समाचरेत्
उत्तमं तु शतग्रन्थि पञ्चाशत्ग्रन्थि मध्यमम्।कनिष्ठं तुपवित्रं स्याद् षट्त्रिंशद्ग्रन्थिशोभनम्
षट्त्रिंशच्च चतुर्विंशद् द्वादशेति च केचन । चतुर्विंशद्द्वादशाष्टावित्येके मुनयो विदुः॥
अष्टोत्तरशतं कुर्याच्चतुःपञ्चाशदेव वा । सप्तविंशतिरेवाथ ज्येष्ठमध्यकनीयसम् ॥
ग्रन्थीन् कुर्वीत सर्वत्र सुवृत्तान् सुमनोहरान् । न वा विषमसंख्याकान् ग्रन्थीन् कुर्वीत कुत्रचित् ॥
विशोभसूत्रादानेन कर्तुः स्यादशुभं फलम् । पवित्रं परया भक्त्या तस्मात्कुर्वीत शोभनम्
कुंकुमं रोचनं चैव कर्पूरेण विमिश्रितम् । तेन संरंजयेत् सूत्रं .... .... ....

અર્થ:—સુવર્ણ, રૂપું, તાંબુ, શણ, રેશમ, કમળ, દર્ભ, કાસ, એટલાંના તાતણાંઓમાંથી કોઈ પણ તાતણાં અને બ્રાહ્મણની પુત્રીએ કાંતેલા સુંદર રૂના તાંતણાથી પવિત્રાં બનાવવાં. સત્યયુગમાં મણિનાં પવિત્રાં, ત્રેતાયુગમાં સુવર્ણનાં દ્વાપરમાં રેશમનાં અને કલિયુગમાં કાપુસનાં–રૂનાં–પવિત્રાં કહ્યાં છે. તેમાં ઉત્તમ પવિત્રાં ૩૬૦ તાંતણાંના સમજવાં. ૨૭૦ તાંતણાનું પવિત્રું મધ્યમ ગણાય. ૧૮૦ તાંતણાનું કનિષ્ઠ કહેવાય. સાધારણ પવિત્રાં તો ત્રણ તાંતણાંથી પણ થઇ શકે. પવિત્રાંમાં પણ ગાંઠો વાળવાની છે. ૧૦૦ ગાંઠોવાળું ઉત્તમ, ૫૦ ગાંઠો-

વાળું મધ્યમ અને ૩૬ ગાંઠોવાળું કનિષ્ઠ જાણવું. કેટલાક મુનિઓ એમ પણ કહે છે કે, ૩૬ ગાંઠનું ઉત્તમ, ૨૪ ગાંઠનું મધ્યમ અને ૧૨ ગાંઠનું કનિષ્ઠ. કેટલાક ઋષિઓ ૨૪ ગાંઠનું ઉત્તમ, ૧૨ ગાંઠનું મધ્યમ અને ૮ ગાંઠનું કનિષ્ઠ એમ માને છે. વળી કેટલાક એવો મત ધરાવે છે કે, ૧૦૮ ગાંઠનું ઉત્તમ, ૫૪ ગાંઠવાળું મધ્યમ અને ૨૭ ગાંઠવાળું કનિષ્ઠ, એમ જુદા જુદા મત છે. આખા પવિત્રામાં ગાંઠો બરોબર ગોળ વાળવી. વળી તે મનોહર લાગે તેવી જોઇએ. એકી સંખ્યાવાળી ગાંઠો રાખવી નહિ. ન શોભે તેવાં પવિત્રાં ધરાવવાથી ધરાવનારનું અશુભ થાય. તેથી પરમભક્તિભાવથી સુંદર પવિત્રાં બનાવવાં. કેસર, ગોરોચન, કપૂર આદિથી પવિત્રાં રંગવાં.

દેવને પવિત્રાં ક્યાં સુધી ધરાવી રાખવાં એ વિષેનો નિર્ણય પણ કર્યો છેઃ—

मासं पक्षमहोरात्रं त्रिरात्रं धारयेत्तथा । देवे तं सूत्रसन्दर्भं देशकालविवक्षया ॥

અર્થઃ—૧ માસ, પખવાડીઉં ત્રણ રાત્રિ કે એક દિવસ તે પવિત્રું દેવને ધરાવી રાખવું. આમાં દેશકાલ જોઇને વર્તવું.

દેવને પવિત્રાં ધરાવ્યા પછી શ્રીગુરુ, બ્રાહ્મણ આદિને પણ પવિત્રાં ધરાવવાનું શાસ્ત્રમાં કહ્યું છેઃ—

पवित्राणि ततो दद्याद् दक्षिणाभिः सहैव तु । ब्राह्मणेभ्यः स्वयं चापि भक्त्या कण्ठेऽथवा करे ॥
बिभृयाद् ब्राह्मणेभ्यश्च दत्तं भवति चाक्षयम्॥गुरुश्च शक्त्या सम्पूज्यःपवित्रं गुरवेऽर्पयेत्
वैष्णवेभ्यः पवित्राणि दत्वैकं धारयेत् स्वयम् । कल्पकोटिशतं चैव यावद्दिवि वसेन्नरः
अत्रापि सुखसौभाग्यसमृद्धिरतुला भवेत् ॥

અર્થઃ—"ત્યારપછી દક્ષિણા સાથે બ્રાહ્મણોને પવિત્રાં આપવાં. પોતે પણ ભક્તિથી હાથમાં કે કંઠમાં પ્રસાદી પવિત્રાં પહેરવાં. બ્રાહ્મણને આપવાથી અક્ષય ફળ થાય છે. શ્રીગુરુની પણ યથાશક્તિ પૂજા કરવી. શ્રીગુરુને પણ પવિત્રાં ધરાવવાં. તે પછી વૈષ્ણવોને અને ગુરુભાઇને પણ પહેરાવવાં. અને પ્રસાદી મીશ્રી આપવી. અને એક પ્રસાદી પવિત્રું પોતે પણ પહેરવું. એમ કરવાથી મનુષ્ય સો કોટિકલ્પ સુધી સ્વર્ગમાં વસે છે અને આ લોકમાં પણ તેને અતુલ સુખ, સૌભાગ્ય અને સમૃદ્ધિ થાય છે. એ વિષેનું વર્ણન નિર્ણયસિંધુ, ધર્મસિંધુમાં અને શ્રીપુરૂષોત્તમજીકૃત 'ઉત્સવપ્રતાન' ગ્રંથમાં જણાય છે. ઉપરનાં શાસ્ત્રનાં વચનોથી પવિત્રાં ધરાવવાનો સર્વ તરહનો પ્રકાર સ્પષ્ટ થાય છે. શ્રીમદ્ભાગવતમાં શ્રીપ્રભુની ભક્તિ નવ પ્રકારની વર્ણવી છે. તેમાં પાંચમી અર્ચનભક્તિ કહી છે. અર્ચન એટલે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે શ્રીપ્રભુનું પૂજન કરવું. શાસ્ત્રમાં હમેશાં શ્રીહરિનું પૂજન કેવી રીતે કરવું તેનું વિસ્તારથી

નિરૂપણ કર્યું છે. આખા વર્ષમાં કારણાંતરથી કોઈકવાર શ્રીપ્રભુનું પૂજન ન બની શક્યું હોય અથવા તો કોઈ વેળાએ તેમાં ઉણપ રહી ગઈ હોય તો તે પરિપૂર્ણ થવા સારૂ શ્રાવણ માસની શુક્લ પક્ષની બારશને દિવસે આ પવિત્રાં ધરાવવાનો પ્રકાર શાસ્ત્રકારોએ સ્થાપ્યો. ૩૬૦ સૂતરનાં તાંતણાનું પવિત્રું શ્રી પ્રભુને સમર્પીને એવો ભાવ રાખવાનો છે કે; આખા વર્ષની પૂજા આજે સફલ અને પરિપૂર્ણ થઇ અને શ્રીપ્રભુને સૂતરના તાંતણા સિવાય બીજું કાંઈ પણ ધરાવવાની આપણી શક્તિ નથી, તેમ જ સતી દ્રૌપદીને એકએક તાંતણે એકએક ચીર આપીને જેમ તેની લાજ રાખીને શ્રીપ્રભુએ દયાળુતા દાખવી, તેમ આ સૂતરના ૩૬૦ તાંતણાંના બનેલાં પવિત્રાંને પણ શ્રીપ્રભુ સુંદર નવાં ૩૬૦ વસ્ત્રસમાન ગણીને અંગીકાર કરશે. આવી ભાવનાથી પવિત્રારોપણ મહોત્સવ શાસ્ત્રમાં વર્ણવ્યો છે.

## સાંપ્રદાયિક ભાવના.

આ મહોત્સવ માટેના ઉપર જણાવેલાં શાસ્ત્રીય વચનોમાં શ્રાવણ શુક્લ દ્વાદશીને દિવસે પવિત્રાં ધરાવવાં એમ જણાવેલું છે, પરંતુ શાસ્ત્રોમાં એવાં બીજાં ઘણાં વચનો આવેલાં છે કે જેમાં દ્વાદશીનો અર્થ એકાદશી એવો કરવામાં આવ્યો છે. 'उत्सवप्रतान' ગ્રંથમાં દશદિગંતવિજયી શ્રીપુરૂષોત્તમજી મહારાજ એ વિષે સવિસ્તર નિર્ણય લખે છે. દશમી, એકાદશી અને દ્વાદશી એ ત્રણે તિથિઓ ભગવાનની તિથિ તરીકે પુણ્યતિથિ માની છે. તેથીજ द्वादशीव्रतं એવા પદથી પણ શાસ્ત્રોમાં એકાદશીવ્રતનો નિર્ણય જોવામાં આવે છે. વિસ્તારભયથી શાસ્ત્રાર્થ અત્રે લખી શકાય તેમ નથી. અહીં તો એટલુજ સમજવાનું છે કે, દશમી, એકાદશી અને દ્વાદશી એ ત્રણેમાં એકાદશી શ્રીહરિની પ્રિય તિથિ હોવાથી આ મહોત્સવ પણ દ્વાદશીને દિવસે ન કરતાં એકાદશીને દિવસે કરવો ઉચિત છે. એથી જ શાસ્ત્રવિધિને અનુસરીને ચાલતા વિદ્વાન્ ભક્તો પણ એકાદશીને દિવસેજ પવિત્રારોપણ મહોત્સવ કરે છે.

## ઇતિહાસ.

આખા દેશમાં ચોમેર અશાંતિ ફેલાઈ રહી હતી. પ્રજાના જાનમાલ જોખમમાં હતાં. કોઈ સુખે શ્વાસ પણ લઈ શકતું ન હતું. તેમાંએ ધાર્મિક પુરુષોના ત્રાસનો તો પાર પણ ન હતો. કાં તો એમણે ધર્મનો બચાવ કરવો રહ્યો; કાં તો જાન કુરબાન થવા દેવી રહી. આ બે જ માર્ગ એમની પાસે પડેલા હતા. પણ ધર્મનિષ્ઠ સજ્જનોએ ધર્મભ્રષ્ટ થઇને જીવવા કરતાં મરણને ભેટી લેવાનો માર્ગ જ પસંદ કર્યો હતો. વિદેશી અને વિધર્મી પ્રજાના આ હુમલાઓથી સારી પ્રજા થરથરી રહી હતી.

આ વેળાએ ધાર્મિક જનો માટે એક જ આશાનું કિરણ હતું. ત્રાસ પામેલા સંત પુરુષોને માટે શાંતિનું વાતાવરણ ઉભું કરનાર માત્ર એક જ સમર્થ મહાપુરુષ દેશમાં વિચરી રહેલા હતા. કોઇ પણ પ્રકારના વાહનો વિના, એક પણ સીપાહી સાથે રાખ્યા વિના આવા કટોકટીના સમયમાં પણ એક ખૂણેથી બીજા ખૂણાસુધી એઓશ્રીએ ત્રણવાર પર્યટન કર્યું. અનેક તીર્થોને સનાથ કર્યાં. અનેક દુરાચારીઓને પ્રભુના કૃપામાર્ગમાં સ્થાપી દીધા. વિધર્મીઓના ત્રાસથી બળી ઝળી રહેલા અનેક દૈવી જીવોને અમંદ આનંદનું દાન કર્યું. પોતાનું સ્વરૂપ ભૂલી જઇને અનેક પ્રકારના વેદવિરુદ્ધ નાસ્તિક મતોમાં જઈ પડેલી દૈવી સૃષ્ટિના માર્ગમાં સૂર્યની પેઠે પ્રકાશ ફેલાવ્યો. આ કાર્ય એક મનુષ્યનું ન હતું. આવા પ્રતિકૂલ સમયમાં એક ઈન્સાનનું શું ગજું ? પરંતુ આ તો એક સુંદર મનુષ્યાકારમાં સાક્ષાત્ પ્રભુએ આ ભૂતલને અલંકૃત કર્યું હતું. ઘણાએ દૈવી જીવોએ એ સ્વરૂપને ઓળખી લીધું હતું. ઓળખ્યા પછી તે શે છૂટાય ? કમલની પાછળ ભ્રમરની જેમ કેટલાએ એ સ્વરૂપની પાછળ ભમી રહ્યા. એ સુંદર સ્વરૂપની વાણીનો મકરંદ લૂંટવા લાગ્યા. આ જ સ્વરૂપ તે આપણા પ્રાતઃસ્મરણીય શ્રીમહાચાર્યજી મહાપ્રભુજી. આજનો દિવસ આખો એ સ્વરૂપના ચિંતનમાં જાય અને એના દિવ્ય વંશમાં એની ઝાંખી થાય. ઘણાએ બડભાગી આ સુખનો સ્વાદ લઈ રહ્યા છે, અને આપણે લઇએ.

આજનો દિવસ એ સ્વરૂપનાં ચિન્તનમાં વધુ સહાયક ગણાય છે. આપણા આચાર્યશ્રીએ આપણા ઉદ્ધાર માટે આજે જ સંકલ્પ કર્યો હતો. સર્વ સ્થલે વિચરીને આપશ્રીએ દેશની પરિસ્થિતિ જાણી લીધી હતી. તેમાં ધાર્મિક જન સમૂહની મુશ્કેલીઓનો પણ અનુભવ કરી લીધો હતો. કયે માર્ગે આ જીવો પ્રભુને પ્રાપ્ત કરી શકે તેનો પણ વિચાર સર્વ શાસ્ત્રો જોઇને કરી લીધો હતો. પ્રભુની ભક્તિના—સેવાના—માર્ગનો પ્રકાશ પણ કરવા માંડયો હતો. જીવમાત્રનો ધર્મ શ્રીકૃષ્ણસેવા વિના બીજો ન જ સંભવે એવો દૃઢ નિશ્ચય કરીને બધાના હૃદયમાં એ વાત આપશ્રીએ વાણીથી અને ચરિત્રથી ઠસાવી હતી.

છતાં એક ચિંતા થઈ. આપશ્રી એ સમયે વ્રજમાં બિરાજતા હતા. શ્રીયમુનાજીના શ્રીગોવિંદઘાટપર આપશ્રીનો નિવાસ હતો. શ્રાવણ શુદ એકાદશી આવી પહોંચી. જીવોના ઉદ્ધાર માટે જ આપશ્રી પ્રકટ થયા હતા. દૈવી જીવો પરની કરુણાથી આપશ્રી ઉભરાઇ જતા, બધાને કરુણાદૃષ્ટિએ જ જોતા. તેથી જ આ ચિંતા થઇ:—"મેં સેવામાર્ગ પ્રવર્તાવ્યો છે, અહર્નિશ પ્રભુસેવા કરવાનું જીવોને શિખવ્યું છે. જીવો બધા દોષોથી ઠસોઠસ ભર્યા છે. જેટલા પ્રભુમાં ગુણ છે, તેટલા જ જીવોમાં દોષો છે. પ્રભુના ગુણનો પાર નથી, ને જીવોના દોષોનો આરો નથી. આમ આસ્માન જમીનનું અંતર છે. હવે આવા દુષ્ટ

જીવોની સેવા નિર્દોષ પ્રભુ કેમ અંગીકાર કરે ? જીવો દોષ વિનાના કેમ બને ? આપણા નાથ જો સેવકોની સેવાનો સ્વીકાર ન કરે તો પછી આ સેવામાર્ગ શા કામનો ? ” આ ચિંતાએ આપણા પરમ દયામય આચાર્યશ્રીને ઘેરી લીધા. ચિંતામાં અને ચિંતામાં જ મધરાત થઈ. પ્રભુની ટેવ જ મધરાતે ચુપચુપ પ્રકટ થવાની છે. બીજાં કામો કરવા માટે તો પોતે પોતાના અંશરૂપે ગમે તે સમયે ગમે ત્યાં પ્રકટ થઈ જાય પણ આ પ્રભુ તો વ્રજનાથ રહ્યા. સાધન વિનાના ભક્તોનો ઉદ્ધાર કરવો એ જ એનું કાર્ય રહ્યું. વ્રજમાં એ કાર્ય કરવા માટે મધરાતે જ પ્રકટ્યા, અને અહીં પણ બરાબર એ જ વેળા સાધી લીધી. આચાર્યશ્રીના આનંદનો પાર રહ્યો નહિ.

બન્ને વચ્ચે ખૂબ વાર્તાલાપ થયો. એ રહસ્યના ભેદ ઉકેલવાનું જીવનું શું ગજું ? કોઇ પણ સમજ્યું નહિ કે, આ બધો શો તાલ થયો ? મહાનુભાવી શ્રીદામોદરદાસજી પણ દર્શન કરી શક્યા, પણ એ બે સ્વરૂપોએ પરસ્પર શું ચુપચુપ કરી લીધું તેની કંઇ ગમ પડી નહિ. શ્રીદામોદરદાસજી તો રાત દહાડો પાસે જ રહેનારા, તે ન જાણે તો આપણે ક્યાંથી જાણીએ ? પણ આચાર્યશ્રી તો કરુણાના સાગર છે. આપણને એ છુપી વાત પણ એક ગ્રંથમાં શ્રીમુખે કહી દીધી છે. જેમાંથી થોડુંએક આપણે અહીં ઉતારી લઇશું.

श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि। साक्षाद् भगवता प्रोक्तं तदक्षरश उच्यते॥
ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः। सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः॥

અર્થઃ—“ શ્રાવણ માસની શુક્લપક્ષની એકાદશીની મધ્ય રાત્રિએ સાક્ષાત્ શ્રી પ્રભુએ પ્રકટ થઇને જે આજ્ઞા કરી તે અક્ષરે અક્ષર કહેવાય છે. બ્રહ્મસંબંધ કરવાથી બધાના દેહ ને જીવના બધા દોષો નાશ પામે છે. દોષો પાંચ પ્રકારના છે. ” ( આનાથી વધારે જીજ્ઞાસા ધરાવનારાઓએ સિદ્ધાંતરહસ્ય ગ્રંથ જોવો. ) આ પ્રમાણે પ્રભુની આજ્ઞા થઈ.

તે પછી શ્રીમહાપ્રભુજીએ શાસ્ત્રમર્યાદા પ્રમાણે ૧૨ ના રોજ શ્રીપ્રભુને ધરવા માટે ૩૬૦ સૂતરનાં તાંતણાંનું પવિત્રું સિદ્ધ કરી રાખ્યું હતું. શ્રીપ્રભુનાં સાક્ષાત્ દર્શન થતાં તે જ સમયે એ પવિત્રું આપશ્રીએ પ્રભુને ધર્યું. બારશને દિવસે આચાર્યશ્રીએ આ અનુભવ પોતાના અંતરંગ ભક્તોને જણાવ્યો, એટલે એઓએ શ્રીમહાચાર્યજીને ગુરુભાવથી તે જ સમયે પવિત્રાં ધર્યાં.

આપણો માર્ગ ભાવાત્મક છે. આ માર્ગમાં ભાવના જ મુખ્ય છે. સેવકની સ્નેહમય પ્રબલ ભાવના પાસે પ્રભુ પણ પ્રભુતા છોડી દે છે, તો શાસ્ત્રની શી ગુંજાશ ? પ્રેમમાં તે વળી નેમ શાનો ? સૂતરનાં પવિત્રાં ઉપરાંત રેશમનાં પવિત્રાં પણ આપણે ભાવનાથી ધરીએ. શ્રીચંદ્રમાજીના અતિશય સુકુમાર સ્વરૂપને તો

સુકોમલ પવિત્રાં જ ધરાય. તે ગાદીના સેવકો તો રેશમી પવિત્રાં જ પ્રભુને ધરાવે. વિવિધ રંગના પવિત્રાં વિવિધ ભક્તોના ભાવરૂપ છે. માટે જ કીર્તનોમાં પણ રેશમી પવિત્રાંનું જ વર્ણન છે. શ્રીચંદ્રમાજી સિવાયના બીજા ઘરના સેવકો મુખ્ય સૂતરનાં ૩૬૦ તાંતણાનું પવિત્રું ધરાવે ને પછી રેશમના ધરાવે. પરંતુ એ બધામાં શુદ્ધ આચારનું પાલન કરવા વાસ્તે વિદેશી રેશમને કે સૂતરને તો હરગીજ ન જ અડકે.

## બ્રહ્મસંબંધ કે આત્મનિવેદન.

પ્રભુની આજ્ઞા થઈ કે, જીવોને બ્રહ્મસંબંધ કરાવો. બ્રહ્મ એટલે પ્રભુ અને તેની સાથેનો સંબંધ એટલે ગાઢ નાતો. આમ તો પ્રભુ સાથે બધાનો સંબંધ છે જ. પણ આપણે ક્યાં જાણીએ છીએ? આચાર્યશ્રીએ જ આપણને દેખતા કર્યા છે. પ્રાચીન વેદકાળના સિદ્ધાંતનાં ઉજ્જવલ દર્શન એઓશ્રીએજ કરાવ્યાં છે. વેદકાળમાં પહેલાં યજ્ઞોની યોજના થઈ. એનું રહસ્ય એ હતું કે, પ્રભુને ઉદ્દેશીને આપણી પાસે જે કંઈ હોય તેનો ત્યાગ કરવો. તે વેળાએ ગાયો એ જ ધન હતું. ગાયોથી ઉત્પન્ન થતાં ઘી, દૂધ અને ખેતીથી ઉત્પન્ન થતાં અનાજ આપણો ઘરવખરો હતો. એ બધાનો ત્યાગ યજ્ઞમાં થતો. એ બધાં ઘરમાં વધી પડે તો પ્રભુમાંથી ચિત્ત ખસીને તેમાં ભરાઈ બેસે, તેથી તેનો હોમ થતો, તેનું દાન થતું. તે બાદ પશુઓ વધ્યાં. પછીથી તેમાં મમતા ન બંધાય માટે તેના જ હોમ શરૂ થયા. આ બધામાં ત્યાગની ભાવના હતી. જો કે આત્મનિવેદનનો ઉચ્ચ માર્ગ તેમને મળ્યો ન હતો, છતાં તે વેળાએ આપ ભોગની તાકાત હતી. તે પછી બૌદ્ધ અને બીજા નાસ્તિક મતોના હુમલાથી આ ભાવના કચરાઈ ગઈ. આચાર્યશ્રીના સમયમાં તો આખો દેશ વિદેશીઓ અને વિધર્મીઓથી કચરાઈ રહ્યા હતો. આપભોગની તાકાત નાશ પામવા બેઠી હતી. નામર્દાઈ ઘર કરવા માંડી હતી. આ સમયે આચાર્યશ્રીએ આત્મ-નિવેદનનો માર્ગ દેશમાં પ્રકટ કર્યો. પ્રભુને માત્ર દૂધ દહીં કે અન્ન અર્પીને જ બેસી રહેવાનું નથી. આપણું બધું એને જ અર્પવાનું છે. આપણા દેહ, ઇંદ્રિયો, અંતઃકરણ, અરે છેવટે આત્મા પણ તેને માટે કુરબાન છે. તો પછી સ્ત્રી પુત્ર કે વિત્તની તો વાત જ શી કરવી? આ અપૂર્વ બલ આપનાર આપ ભોગનો માર્ગ આચાર્યશ્રીએ બતાવ્યો. આપણને એકમંત્ર બોલાવીને આપણું કહેવાતું બધું પ્રભુના ચરણમાં તુલસીને પાંદડે અર્પણ કરાવી દીધું.

શાસ્ત્રોથી આપણે જાણી શકીએ છીએ કે આ બધું જડજીવાદિ દેખીતું ભગવાનનું છે. એ સર્વના નાથ પ્રભુ શ્રીકૃષ્ણ છે. છતાં આપણે અહંભાવથી મારૂં તારૂં માની રહ્યા છીએ. શ્રીગુરુદેવ કૃપા કરીને આપણને જ્યારે બ્રહ્મસંબંધ કરાવે છે ત્યારે એમ જણાવે છે કે, તું આજ સુધી અહંભાવથી એમ માની

રહ્યા હતા કે, ઘરબાર, પુત્રપરિવાર વગેરે જે કાંઇ છે તે મારૂં છે, તે તારી ભ્રાંતિ હતી. તું પ્રભુનો છે, તેથી એના ખરા માલીક તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ પ્રભુ છે, માટે આજે તું તે પ્રભુના ચરણારવિંદમાં તુલસી સમર્પીને એવી પ્રતિજ્ઞા લે કે હે પ્રભુ, આજથી આ બધું મારૂં છે એવું નહિ માનું. જ્યારે મારા સ્વામી આપ છો, ત્યારે મારા સંબંધથી મારા કહેવાતા આ સર્વના સ્વામી આપ છો એમ માનીશ અને હું પણ આપનો જ દાસ છું એમ સમજીશ. આનું નામ જ બ્રહ્મસંબંધ. જ્યારે જીવ એ પ્રમાણે પ્રતિજ્ઞા લે, ત્યારે પ્રભુ તેને કેમ છોડે ? શ્રીમદ્ભાગવતમાં પ્રભુ આજ્ઞા કરે છે કેઃ—

ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम ॥
त्यक्त्वा मां शरणं याताः कथंस्तांस्त्यक्तुमुत्सहे ?

અર્થઃ—જેઓ ઘરબાર, પુત્રપરિવાર, પ્રાણ, ધન, આ લોક અને પરલોકનો ત્યાગ કરીને મારે શરણ થયા છે, તેમનો ત્યાગ કરવાનો ઉત્સાહ કેમ રાખું ? એ રીતે આ સુમંગલ દિવસે શ્રીપ્રભુએ જીવોપર પૂર્ણ કૃપા કરી છે, તેથી આ દિવસ આપણા સંપ્રદાયમાં મહાન્ પવિત્ર દિવસ ગણાય છે.

આ પવિત્રા એકાદશી બુધવારે છે. પવિત્રાં સવારમાં ૬। વાગ્યા સુધીમાં પ્રભુને ધરાવી દેવાં, પછી ભદ્રા બેસે છે. ભદ્રામાં પવિત્રાં ન ધરાય.

શ્રાવણ સુદ ૧૨ ગુરુવાર—આ બારશ ‘પવિત્રાં બારશ’ એ નામથી સંપ્રદાયમાં ઓળખાય છે. આ દિવસે સર્વ વૈષ્ણવો શ્રી ગુરુદેવને પવિત્રાં ધરાવે છે, અને યથાશક્તિ ભેટ પણ ધરે છે. તે પછી પોતાના ગુરુભાઇ તથા અન્ય વૈષ્ણવોને પવિત્રાં પહેરાવવાની અને પ્રસાદી મીશ્રી આપવાની સંપ્રદાયમાં મર્યાદા છે. શ્રી પ્રભુ, શ્રી ગુરુદેવ, વૈષ્ણવ એ સર્વના પરસ્પર સંબંધનું સ્મરણ અને તેને અંગે અલૌકિક આનંદમહોત્સવ આદિનો પરમ લાભ વૈષ્ણવોને આ દિવસે મળે છે. રક્ષાપુનમ રવિવારે છે. રક્ષા બાંધવાનું મુહૂર્ત પણ સવારનું છે.

---


**બીજી પત્રિકા જન્માષ્ટમીપર બહાર પડશે.**

મુંબઇમાં અમારા સહાયકઃ—

રા. રા. કૃષ્ણદાસ પુરૂષોત્તમદાસ સુગંધી;—છીપી ચાલ, મુંબાઇ.

છુટક નકલના બે પૈસા, ૧૦૦) નકલના અઢી રૂપીયા. હજાર ઉપર ખરીદનારને પડતર ભાવે. ટપાલ ખર્ચ નોખું પડશે.

લેખક તથા પ્રકાશકઃ—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
શ્રીદેવકીનંદન નિવાસ સ્ટેશન પાસે—અમદાવાદ.

ધી ‘ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ’માં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું. ઠે. પાંચકુવા—અમદાવાદ